# પરસ્ત્રી સંગ દુઃખદર્શક

## (પ્રશ્નોતર ગદ્યપદ્યાત્મક)

## પ્રથમ ભાગ

દોહરા.

શોખી વાંચો સ્નેહથી, પુરણ આંણી પ્રેમ ;
જો આવાં પુસ્તક બને, વ્યભિચાર રહે કયેમ-૧
પ્યારા વાંચો પ્રેમથી, એજ અમારી આશ,
હવે જગતમાંથી થસે, વ્યભિચારનો નાસ—૨
કુંજ મોત જયમશિંગથી, વળી ઉંદર મંજાર;
તેમ જગતમાં ખીમજી, મનુષ્ય મોત વ્યભિચાર-૩

**રચનાર**

કચ્છ જખૌ બંદરના ગીરનારી બ્રાહ્મણ ઠાકર **ખીમજી મુળજી**એ રચીને છપાવિ પ્રસિદ્ધ કર્યું.

---

**મુંબઈ મધ્ય :**

પારસી પ્રીન્ટીંગ પ્રેસમાં **ફ. પા. ખંબાતાએ** છાપી.



**આવૃત્તી પેહેલી.**—સંવત ૧૯૩૮—સને ૧૮૮૨.

**(કિંમત ૫) આના.**

# પરસ્ત્રી સંગ દુઃખદર્શક

## (પ્રશ્નોતર ગદ્યપદ્યાત્મક)

## પ્રથમ ભાગ

દોહરા.

શોખી વાંચો સ્નેહથી, પુરાણ આંણી પ્રેમ ;
જો આવાં પુસ્તક બને, વ્યભિચાર રહે કયેમ–૧
પ્યારાં વાંચો પ્રેમથી, એજ અમારી આશ,
હવે જગતમાંથી થસે, વ્યભિચારનો નાસ—૨
કુંજ મોત જ્યમશિંગથી, વળી ઉંદર મંજાર ;
તેમ જગતમાં ભીમજી, મનુષ્ય મોત વ્યભિચાર–૩

**રચનાર**

કચ્છ જખૌ બંદરના ગીરનારા બ્રાહ્મણ ઠાકર **ભીમજી મુળજીએ** રચીને છપાવિ પ્રસિદ્ધ કર્યું.

**મુંબઈ મધ્ય :**

પારસી પ્રીન્ટીંગ પ્રેસમાં **દ. પા. ખંભાતાએ** છાપી.

**આવૃત્તી પેહેલી.**

સંવત ૧૯૩૮—સને ૧૮૮૨.

(કિંમત [illegible]) આના.

# ગ્રંથ કર્તાની હકિકત.

---

૬ ૧ ૯ ૧
રશ શસી ગ્રહ મહિ શાક્ષમાં, ભાદ્રુ માસ સુદ જાંણ;
દ્વાદશીતિથી ગુરુવાર સુભ, તે દીન જન્મ પ્રમાણ—૧

ગીરનારા જ્ઞાતે અમે, ઠાકર અટક પ્રમાંણ;
તાત અમારો **મુળજી** નામ **ખીમજી** જાંણ—૨

સોળ પરગણા કચ્છના, તેમાં છેલ્લું છેક;
અબડાશા કહેવાય છે, જેમાં ગણો વિવેક—૩

તે પ્રગણાનું મુખ્ય છે, જક્ષ પુરી જે ગામ;
વર્ણવિને કહું સાંભળો, તિહાં અમારૂં ધામ—૪

બેહજાર માંથીકહું, ચોશઠ કરજો બાદ;
વિક્રમ વર્ષતો આવસે, તે શો રાખો યાદ—૫

એ વર્ષે કવિતા કરી, અસાડ ઉત્તમ જાંણ;
આ કવિતા વાંચી કરી, આનંદ ઉરમાં આંણ—૬

# અરપણ પત્ર.

સ્વસ્થાન કચ્છ જખૌ બંદરના રેહેવાસી
પરમ પ્રીય મિત્ર, શ્રેષ્ટ બાંધવ મેહેર-
બાન, ભાઇ ગોકળદાશ ડોસા.

આપ શાહેબ મારા ઉપર ગણોજ પ્યાર રાખોછો, અને વળી મારી કવિતા શાંભળવામાં ગણા આતુર રેહો છો તેમજ મારી પણ તમારા ઉપર પુર્ણ પ્રીત હોવાથી, અને તે દરશાવવાના હેતુથી તેના બદલામાં આપ શાહેબને આ ન્હાનુ પુસ્તક હું ભેટ દાખળ અર્પણ કરૂં છું, તે મારા ઉપર મેહેરબાની કરીને સ્વીકારશોજી—એજ અરજ.

તારીખ ૧૫ મી જુન ઇ૦ સ૦ ૧૮૮૨.

લ૦ આપનો સુભેચ્છુ બાંધવ,

ભાઇ **ખીમજી મુળજી**

રેવાશી કચ્છ જખૌ બંદર.

# પ્રસ્તાવના.

આ લઘુ ગ્રંથ સર્વે સજ્જનોની શેવામાં મુકતાં અરજ એછેજે આ પુસ્તક બનાવીને મેં મારૂં વિદ્વાનપણું કે કવિપણું, એમાંનું કાંઇ પણ નથી જણાવ્યું. આતો મારી ન્હાનપણથીજ કવિતા જોડવાની ટેવ પડેલી છે તેથી, અને હાલમાં સુધારાનું ઉત્તેજન ગનું જોતાં અને કેટલાએક હોસીલા પુત્રો પોતાની રચેલી કવિતા, યા છુટકે વીષય બનાવીને પોતાની મિત્ર મંડળીમાં વાંચીને ગનોજ આનંદ પામેછે.

એવાં પુસ્તકો મારી નજરે જોવામાં કેટલાંએક આવ્યાં એથી મને પણ વિચાર થયો જે હું કોઇ કવિતા બનાવીને મારી મંડળીમાં વાંચી સંભલાવુંતો ગણું સારૂં, અને વળી મારાં મિત્રો તરફથી મને ભલામણ થઇ જે "હરેક માણસ પર સ્ત્રીનો શંગ કરેછે, તેથી કેવા દુઃખી અને છેવટ શા પરીણામ નીપજેછે એ વિસે કોઇ કવિતા બનાવીને આપની મિત્ર મંડળીમાં વાંચી શાંભળાવો; એજ મતલબથી મેં આ લઘુ ગ્રંથ તૈયાર કર્યો અને અમારા મિત્રો પાસે વાંચ્યો એથી સર્વેને પસંદ પડયો અને કહેજે હવે એ ગ્રંથ છપાવો, એથી આ ગ્રંથ મેં છપાવ્યો છે તેમા મને જે સાહેબોએ મદદ કરીછે તેનો હું પાડ માનું છું.

આ ચોપડીમાં પ્રથમ ઇશ્વર સ્તુતી કર્તાં તારપછે છીનાળ સ્ત્રીના લક્ષણ અને તેના પછી જેણે જેણે વ્યભીચાર કર્યો, તેના પરીણામનું સંક્ષેપે વર્ણન કરીને પછે વ્યભીચાર કર-

નાર ક્યાં જશે, અને તેને કેટલું પાપ બેસસે તે વિષે, તારપછે મનુષ્યમાં વીર્યનું દૈવત રહેલુંછે તે કેને આપવું નહીં. તે વિષે તારપછે વ્યભીચારી પુરૂષને ભલામણ કરીને ગ્રંથ સમાપ્ત કર્યોછે.

આ ગ્રંથ લખવામાં મને નળીઆના વ્યાસ હરજીવન ભોગીરામે મદદ કરીછે એથી હું એનો પાડ માનું છું. આ સિવાય નીચે લખેલા ગ્રંથ મેં બનાવીને તૈયાર રાખ્યા છે તે અન્ય મદદ મળવાથી છપાવવાનો વીચાર રાખુંછું.

૧–દુનીઆનો નીયમ

૨–કચ્છપતિ વિષે કવિતાઓ

૩–મિત્ર વિલાસ

એવા નામના ત્રણ પુસ્તક મેં તૈયાર રાખેલાં છે તેમાંથી મીત્ર વીલાસ એવા નામનું પુસ્તક પણ તરત છપાઇ બાહાર પડશે એમ મારા ધાર્યામાં આવેછે.

આ પુસ્તક છપાવવામાં મેનત લેનાર તથા પુરૂફ તપાસનાર અમારા ભાઇ દેવજી મુલજીએ ગણી તસ્દી લીધી છે માટે એ ભાઇનો હું મોટો આભર માનુંછુ તેમજ દેશાવરના ગ્રાહકો તરફ મેનત લેનાર ભાઇ રતનજી મુળજીએ બહુ કોશીશ કરીછે એથી મને બહુ લાભ મલ્યોછે, આ ચોપડીમાં કોઇ જગાએ ભુલચુક યા અશુધ્ધતા એમાંનું કાંઇ પણ રહી ગયું હોયતો મારા ઉપર મેરબાની કર્રાને ક્ષમા કરશો. એજ અરજ.

તા૦ ૧૫ મી જુન ઇ૦ સ૦ ૧૮૮૨.

લા૦ તમારો,

**શુ૦ બા૦ ભા૦ ખી૦**

મુ૦ રેવાસી કચ્છ જખૌ બંદર.

# પરસ્ત્રી સંગ દુઃખદર્શક

## પ્રથમ ભાગ.

---

### પ્રાર્થના.

કુંડળીઓ.

નમું ગજાનન દેવને, સારદ માત શુંજાંણુ;
શરણુ પડયો તુજ સર્સ્વત્તી, આપો અદકી વાંણુ.
આપો અદકી વાંણુ, જાંણ મુજ દાસ કરી તુંજ;
કર કિલ્લતાર કૃપાય, કીડી થી કર કુંજર મુજ.
ઉરથી આસીશ આપ, તાપ શૈતનના ટળવા;
કરૂં ગ્રંથ સુભ કાજ, સહુ સજ્જન સાંભળવા—૧

---

### ગણપતિની સ્તુતિ.

દોહરો.

શંકર શુતને હું નમું, નિત નીત રહું કર જોડ;
કરો કૃપા મુજ ઉપરે, કરૂં કવિતની જોડ—૨

કુંડળીઓ.

વંદુંપ્રથમ ગજવદન[1]ને, લંબોદર[1] ધાણરાય;[1]
ભાળચંદ્ર[1] ભાવેભણું, વિઘ્નનાસ[1] હો સાય.

---

[1] ગણપતિ.

વિઘ્નનાસ હો સાય, વિનાયક[1] ધુમ્રકેતુ :[1]
કપિલ[1] વિકટ[1] ધણપતિ,[1] ગજાનન[1] વાણી દેતું.
દાસ ખીમજી ભણે, ટાળ કુબુધ્ધિ વળી ચંતા;
નમું પાર્વતિ પુત્ર,[1] ભાવ ધરીને એક દંતા[1]-૩

## સરસ્વતિની સ્તુતિ

દોહરો.

અંબા હે આસાપુરી, રહો સદા મુજ સાય;
ગ્રંથ કરૂં પુરણ અમે, આસીષ આપો માય-૪

કુંડળીઓ છંદ.

બ્રહ્મકુમારી[1] ભારતિ[1] હંસવાહની[1] માત;
વિણાં પુસ્તક ધારણી,[1] વાંણીદ વિખ્યાત.
વાંણી દે વિખ્યાત, બુધ્ધિદાતા[1] તું દેવિ;
સરણ પડયો સરશ્વતિ,[1] વડા મુની એ તુજ સેવિ.†
દાસ ખીમજી ભણે, વાગશ્વરી,[1] જગ ભીક્ષાદા;[1]
બ્રહ્મચારીણી[1] ચંદ્રઘટ,[1] સારદ[1] વર દાતા.[1]-૫

## શિવ સ્તુતી.

દોહરો.

ભોળા સંભુ ભાવથી, નિત્ય નમાવું સીસ;
કૃપા હસેજો આપની, તો આ ગ્રંથ કરીશ.-૬

છપો.

નિલકંઠ[2] ને નમું, નમું સંકર[2] કવિલાસી.
વિશ્વનાથ[2] ને નમું, નમું શંભુ[1] અવિનાસી.

---

[1] સરસ્વતિ. † સેવાકરી. [2] શિવ.

રૂદ્રદેવ૨ ને નમું, નમું સશીધંર૨ શુખકારી;
ભિડભંજર૨ ને નમું, દિર્ગ† બુધ્ધિ કર મારી.
વળી નમું નંદ શ્વારીર તને, ગંગધારીર તુજને નમું;
જય જય જય કય૧ ખીમજી, તુંજ દર્શન ભવમાં ભમુ—૭

## પરમેશ્વરનિ સ્તુતિ.

દોહરો.

વિસ્નુંને હું વિનવું, કરગરી કહું છું આજ,
આ પુસ્તક પુરૂં કરૂં, ક્રપા કરો મહારાજ.—૮

છપો.

નમું જગતકરતરિ,૨ નમું હરીને નિત નેમે,
ભાવ ધરી ભગવાન,૨ નમું દીન પ્રત્યે પ્રેમે.
નમું તને નારાણ,૨ નમું કમળાપતિ૨ કેસવ,૨
નમું તને રૂષીકેસ,૨ નમું ઘન સ્પામર૨ તરૂં ભવ.
વળી નમુ નાગ નાથા તને, કરો કૃપા રહું શર્ણે હું,
ખગપતિને કહે **ખીમજી** નમું ચરણ ઉધ્ધાર તું—૯

## સર્વ દેવોનિ સ્તુતિ.

દોહરા.

હે જગપતિ જગમાતહે, હે શિવસુત સિવરાય,
મેર કરો મુજ ઉપરે, ગ્રંથ સંપુરણ થાય—૧૦
શહુ દેવોને વિનવી, કરગરી કહું છું આજ.
મનવંછીત પુસ્તક કરૂં, ક્રપા કરો મહારાજ—૧૧
દાશ તમારો ખીમજી, વિનતિ કરે આ ઠાર,
અકલ બુધ્ધિ અતિ આળજો, કરૂં કવિત આ વાર—૧૨

---

૧ રૂદ્ર, ૨ શિવ, † મોટી અથવા ઘણી.

## વિદ્વાંનોને વિનંતિ.

શૌ કવિઓને વિનવી, વળી વિધ્વાંનો ભાઇ;
ભુલ માફ માગું અને, કોપ નકસો કાંઇ–૧૩

એક વેળા એક શુંદર જગો પર કેટલાયેક મિત્રો એકઠા થૈ બેઠા હતા—ત્યાં વાતચિત કરતાં એવિ વાત ચાલીજે, આપણા ગામમાં ફલાણો બ્રાહ્મણછે, તે બહુ ભણેલછે, અને તેના પાસે એક વિદ્યાછે કે "ગમે તેવો નવો પુર્ષ, કે સ્ત્રિ તેના પાસે આવે કે તેનું મો જોયતો તર્ત કહી આપે જે, આ પુર્ષ કે સ્ત્રિ માં આટલો ગુણછે, અને વળી કહેજે આ સારોછે કે દુરાચારી નકામછે. ચોરકે વ્યભિચારી એમાંનું જે કાંઇ લક્ષણ હોય તે તર્ત કહી આપે છે?

ત્યાં એક બીજો જણ બેઠો હતો તે વચે તર્તજ બોલી ઉઠયો જે, હાજી એ ખરી વાતછે, એક દીવસ હું તે બ્રાહ્મણને ત્યાં બેઠો હતો, તેવારે તે બ્રાહ્મણના ઘરને પુવ ભાગીંથી એક સુંદર સ્ત્રી ચાલી આવતિ હતી. તે સ્ત્રીતો એવી હતિ જે "ચંદ્રવદની ને મૃગ લોચની" અને કટીતો કેસરી શિંગના સરખી છે, સોળે સણગાર શજયા છે. મધ્ય ભાળે કેસરનું તિલક કરેલ છે, ત્રકુટીએ શિંદુરની બીંદી અને અધુરનો રંગ લાલ શોભેછે, દાંતતો જાણે દાડમની કળી અને મુખતો શર્દ પુનમના ચંદ્ર જેવુંજ ઓપેછે. એવિ શુંદર સ્ત્રીના પગમાં નેપુર પહેરેલાછે, અને તેનો ધણકાર તે બ્રામણને કાંને પડયો, તેના સામું જોઇને પહેલો બ્રામણ કહેજે (અરે દેવ આ સ્ત્રી પણ છિનાળ છે) એ શાંભળીને મને વિચાર થયો જે, આ બ્રાહ્મણ

જુઠો છે. આતો કોઈ સારા ઘરની ઘરૂંણી મહા સીલ-વાન છે, તેને આ દુષ્ટ બ્રામણ વ્યભિચારીણી ઠેરાવેછે ?

ત્યારે તે બ્રામણને મેં કહ્યુંજે મહારાજ એ શું કહેછો, આતો કોઇ મહા સતિ છે તેના ઉપર તમે આવાં કુંડા કલંક ચડાવોછો, એથી તમારા ઉપર જગતકર્તા પરમેશ્વર ખીજસે, અને પાપ બેસસે, માટે શતિ માણસની નિંદા કરવી નહીં ?

બ્રામણ—એમાં નિંદા શ્યાની, અને ખરી વાતમાં પાપ પણ સાનું બેસે.

ત્યારે મેં તે બ્રામણને પુછ્યું જે, તમે કેમ જાણ્યું જે એ સ્ત્રી છિનાળ છે. ત્યારે બ્રામણ કહે, જો તમે ન માનતા હો, અને તમારે એ વિષે સોધ કરવો હોએતો એ સ્ત્રીને પાછળ પાછળ ચાલ્યા જાઓ એટલે તમને ખ થસે ?

તે બ્રામણના કેવાથી હું ત્યાંથી તર્તજ ઉઠ્યો, ને પેલિ સ્ત્રી પાછળ ચાલવા માંડયું, આગળ ચાલતાં એક શાહુ-કારનું ઘર આવ્યું, ને પેલી સ્ત્રી તે ઘરમાં ગઇ એટલે હું બાહેર ઉભો રહ્યો ? થોડી વાર થઇ એટલે પેલી સ્ત્રી તે ઘરમાંથી નીકળી, ને તેને જોડે બીજી પણ એક સ્ત્રી હતી, તે આગળ ચાલી જાયછે ત્યારે મને વિચાર થયોજે, (હરેક કામ આદરવું તે પુરૂંકરવુ) એમ જાંણી હું તેને પાછળ પાછળ ચાલ્યો ?

તે સ્ત્રીઓ ગામથી બાહેર જાતિ હતી, દરવાજા પાસે આવી એટલે એક માણસે તે ભાણી ખુંકારો કર્યો, ને આ-ગળ ચાલવા માંડ્યું. ગામથી બાહેર અર્ધ ગાઉને આસરે

એક બાગ છે તેમાં પેલી બે સ્ત્રી ને એક પુર્ષ ગયો, તે જોઇને મારા મનમાં નક્કી ઠર્યું જે, તે બ્રામાણની વાત ખરી છે, એટલે હુ ત્યાંથી પાછો વળ્યો, અને તર્તજ પેલા બ્રામણ પાસે આવ્યો, ને મેં તે બ્રામાણને કહ્યું જે, મહારાજ તમારી વાત ખરી છે, પણ તમે એ કેમ જાણ્યું જે તે સ્ત્રી છીનાળ છે તે મને કહો ?

બ્રામાણ કહે એ કેને કહેવાય તેમ નથી, કારણજે અમારા પાસે મંત્ર છે, અને તે મંત્રના પ્રતાપથી મને વીરવસ છે, માટે સારૂં કે નઠારૂં માણ, યા, તમારા મનમાં ગમે તે વાત હોય, તે અમારા વીર અમને પવન સ્વરૂપે કહી જાય છે ?

એટલી વાતચીત કરીને હું પાછો મારે ઘરે ગયો પણ એ વાતતો ખરીછે જે, તે બ્રામણ ગમે તેવાં નવાં માણસનાં લક્ષાણ કહી આપે છે ?

એવામાં ત્યાં એક ભણેલો અને શુધરેલો છોકરો બેઠો હતો તે વચ્ચે તર્તજ બોલી ઉઠયો જે, એમાં તે શું. એતો બધાય માણસ જાંણી સકે જે આમાં આટલો ગુણ કે લક્ષાણ છે, પણ તમે કહોછો જે, તે બ્રામાણ પાસે મંત્રછે, અને મંત્રના પ્રતાપથી કરીને વીરવસ છે, એ વાત તમાંમ ખોટી છે, કારણ જે આજના વખતમાં મંત્ર ચાલતાંજ નથી, અને વીરવસ પણ કેને હોય નહીં. એ વિષે જે કાંઇ તમારે પુછવું હોયતો પુછો હું તેનો ઉત્તર આપીસ. ત્યારે કેટલાએક જણ બોલ્યા જે બાઇ સાંભળ, અમે થોડું પુછીએ તેનો ઉત્તર આપો ?

છોકરો—વારૂં ? જે કાંઇ તમારે પુછવાનું હોય તે મને પુછો હું ઉત્તર આપીસ.

પેલાં માણસો કહે, પ્રથમતો અમે એ પ્રસ્ન પુછીએ છૈએ જે, તે બ્રામણે પેલી સ્ત્રી છિનાળ સ્યા કારણથી કહી તે કહો જોઇએ ?

ઉત્ત—સાંભળો——

કુંડળિઓ છંદ.

કરેકટાક્ષો† કોડથી, ચાલે ચમકતિ ચાળ,
આડું આળે[1] એહતી, તે નિશ્ચે છિનાળ.
તે નિશ્ચે છિનાળ, દ્રષ્ટ વાંકીથી જુવે,
મરમ નહીં મનમાંય, કેસ છોડે વળી કુવે.
કહે ખીમજી શુણો, એકું આ પન ઘટમાં જે
તે જાણો છિનાળ, ભમે પર ઘર વણ કાજે—૧૪
કસકસતિ જે કંચુકી, ધરે અંગમાં નાર,
પશ્ચિમર[2] ચાળે પેખતિ,[3] તે નિશ્ચે છિનાળ.
તે નિશ્ચે છિનાળ, કેસ સીર બહુ વધારે,
સ્મીત હાસ્ય[4] મુખ રહે, મરકકો અંગે ભારે.
કહે ખીમજી શુણોં, દયા નહીં તે નારીને,
અન્ય[5] પુરૂષને કાજ, પતિ નાખે મારીને—૧૫
વસ્ત્ર નવાં નિત્યે ધરે, ચાળે દુઃખે ચાર્ણ,
અંધારે આંખે પડે, દાર[6] શિંઢ[7] જો ધાર્ણ.[8]

---

†વાંકીદ્રષ્ટથીજુવેતે. [1]સેજે. [2]પાછળ. [3]જોતિ. [4]જસ્મ-દાંતનદેખાયતેમ હસવું. [5]બીજો અથવા રાખેલોજાર. [6]દારડો. [7]સીઢરી. [8]જમીનપર.

ફાર શિંદ જો ધાર્ણું, દેખી ડરી દુર ખસેછે,
આપકાજ વન વાસ, એકલિ રાત વસેછે.
કહે ખીમજી એમ, ગપાટા પરગર મારે,
ચરીત્ર એજ છિનાળ, નવાં નિત વસ્ત્ર સ્વધારે–૧૬

પ્રીત ધરીને પિયરમાં, રહે વધારે નાર,
શાસરીએ શુજે નહીં, કોયે કામ લગાર.
કોયે કામ લગાર, કહે મુજનેં નથી ગમતું,
મને થયો વડગાર, સદા મન રહેછે ભમતું,
કહે ખીમજી જાણુ, નકી એ નાર નઠારી,
ઢોંગ ધુંણીને કરે, રમે પર નર શુંજારી–૧૭

પ્રસ્ન—એજ છિનાળના લક્ષાણ કે ?

ઉત્તર—નાજી હજી ઘણાંછે સાંભળો.

ઈંદ્રવિજય છંદ.

કામમાં શુસ્ત રહેછે શદાયને, ક્રોધ ધરે શાહુ સજ્જન સાથે,
ચોટે નહીં ચિંતતો ઘરમાંહેજ, જાઇ રમે પરજાશું બાથેં.
દીવસેં ડોરાથી દુર ખસે ડરી, રાત પડે ચડે શિંગને માથે,
ખીમજી કે એ છિનાળના લક્ષાણ, મુકે ન જારજો મારીજ ત્રાથે—૧૮

ઉગતે શુરજ ઉઠી કરી કરે, ક્રોધ લડે શાહુ સાસર સાથે,
કામ કરે તે કદી શુધરે નહીં, જીવ રહે પરજારને માથે.
કોઇ ન હોય કદી ઘર માંહેજ, તો જહી વર્ત કહીં ફરી આવે,
તેંમજ એકલી બેસી કરી વળી, બંની રહી કરી ચાવણું ચાવે—૧૯

પ્રસ્ન—વાહવા બરાબર કહ્યું છિનાળ સ્ત્રીનાં એજ લક્ષણ હોયછે?—

ઉત્તર—છિનાળ સ્ત્રી એકજ ઉપપતિ૧ ને ઝાલીને બેસી નથી રહેતી, પણ બીજા અનંત પુરૂષો પર પ્રીત ધરાવેછે, તે વિષે કહું તે સાંભળો.

ઇંદ્ર વિજય છંદ.

ખીમજી કે એહ† નાર છિનાળછે, નારીથી ચિંત ઉઠાડી જલેજો,
એ સહુ સિખ કહી અમે પારકી, નારીથી રંગે કદી નહી રેજો.
પારકી નારીથી શુખ કદી નહીં, દુઃખ અતિ દીલ માંહેજ દાખે,
જો કદી આપણે એ શુખ આપે તો, ખીમજી નીચે પ્રમાણેજ ભાંખે—૨૦

પ્રીયપતિ જે પંચે કરી આપેલ, તેને તજી રંગ બીજા શું રાચે,
એક શું સુંદરી રાસ રમે વળી, બીજા શું જાઇ રમે નિત બાથે.
તેમજ ત્રીજા શું ભોગ કરે વળી, ચિંત રહે જહી ચોથાને માથે,
મોહની રૂપ મહામદ માંનની, શંગ કરો નહીં પારકી શાથે—૨૧.

સર્મ ન હોય એ નિર્લજ નારને, એખ ઉગાડે પોતાનેજ હાથે,
નારી નહીં એતો નારી શ્વરૂપ છે, મહા બીકરાળછે રાક્ષસી જાતે.
દેખી કરી એને દુર ખસો વળી, જાસો નહીં પર નારને માથે,
ખીમજી કે ભલી પોતાં પતિ નહી, તે કહો શું તમને ભલી થાસે—૨૨

૧ બીજાપરપુરૂષરાખેલોતે. †ઉપર કહેલી.

પ્રસ્ન—ખરી વાતછે, છિનાળ સ્ત્રી કાંઇ એક પુર્ષ પર પ્રેમ નથી રાખતી. બીજા અનંત પુર્ષો ભોગવે છે?

ઉત્તર—એટલુંજ નહીં પણ સ્ત્રીની જાત રાક્ષસીછે. અને પુર્ષનાં વિર્ય ધનાદીકનું હરણ કરનારી છે?

પ્રસ્ન—રાક્ષસી કેવિ રીતે કહો જોઇએ?

ઉત્તર—સાંભળો.

श्लोक

॥दर्शनात् हरतेचिंत। स्पर्शनात हरतेबलं ॥
संभोगात हरतेविंर्य । नारीप्रत्यक्ष राक्षसी ॥

પ્રસ્ન—ખરોખર, એટલુંજ છે?

ઉત્તર—રાક્ષસી તો કેવળ પ્રાણીનેજ ભક્ષ કરેછે, પણ સ્ત્રી રૂપી રાક્ષસીથી ગણા અવગુણ થાયછે. ધન તન, લાજ, અને શંપાદીક શુખનો નાસ કરનારી પરસ્ત્રી છે, માટે એ રાક્ષશી કહતાં પણ વધારે બળવાંનછે, કેવાની તો અબળા પણ એના બળનો કાંઇ પારજ નથી, કહ્યુંછે કે.

કવિત મનહર છંદ.

મોઠા મોઠા માનધાતા, માથું કુટી મરી ગીઆ,
તો એ નારીને ન પોંચ્યા, જો રાળી તમામછે.
એ જોરાળી નારી તેનું, કારણ કહું છું સુણો,
વિશેષે કરીને એનું જોરાળું તો કામ[1] છે.

---

[1] કામદેવ.

કામથી કરીને ક્રોધ મોહ મદ ઉપજેછે,
તેને તો ન જીત્યા સંભુ સ્યામ કે બ્રહ્માડ[1] જે.
ભીમજી કહે છે હીત, નારી છે અજીત નીત,
માટે લહો એથી ચિત્ત, ઉતારી તમામ જે–૨૩.

ઉત્તર—કેમ ભાઈ સાંભળયું કે ઉપરની કવિતામાં કહ્યું જે, શંભુ સામ અને બ્રહ્મા એ ત્રને દેવતા પણ સ્રીને જીત્યા નહીં તો આપણે સ્યા લેખાંમા, વળી કહું તે સાંભળો—

કવિત મનહાર.

અરે મારા મિત્ર કહું, શિક્ષકા[†] તમને દહુ,
પર નારીતણા તમે ફંદમાં મ પડજો.
નારી જાત આપણા શ્વરૂપમાં થાયેછે જ્યારે,
ત્યારે તો ન તોલે કેને, તેથી તમે ડરજો.
કૈએછ અબળા પણ, બળતણો પાર નહીં,
સ્વર[2] સ્વારથ માટે, સૌ સગાને કહે મરજો.
ભીમજી કહેછે આમ, ચિંત ચોડી રાખો ધામ,
પર નારી મુકીને ઉત્તમ, કામ કરજો—૨૪

કવિત.

જાર સું રમેછે જ્યારે, કુબુધ્ધિ આવેછે ત્યારે,
દયા નથી રેતી કયારે, કામના કરોધમાં.
વિષય વિલાસ કરે, વાલાંમા વીરોધ ધરે,
પરપતિ સારૂ મરે, રેતી નથી સોધમા.[3]

---

[1]બ્રહ્મા. [†]શિક્ષા. [2]પોતાના સ્વારથ માટે. [3]શુધ્ધમાં.

શીખ કે દૈએછ માર તોય નહીં મેલે જાર,
એ અબળા બળવારી, ચાલે બહું વોધ્રમાં.
ખીમજી કહેછે ભાહી, પર સ્રીમાં સુખ નાહી,
એવિ સું વિલાસ કરે, તે પડે ધરોજમાં[1]—૨૫

ઈદ્રવિજય છંદ.

હે પ્રીય પારકી નારીનો શંગત કીજીએ તો બહુ દુઃખ જ થાએ,
પારકી નારના શંગ થકી કહું, હોય જે લક્ષમી તેતો લુંટાયે.
લાજ ઘટે ને જમિનજ ભાળવું[2] ગાંમના લોકમાં જાર કેવાએ,
ખીમજી નારીના[3] શંગથકી કહે, રંચક† ભોગથી રોગજ થાયે—૨૬

પ્રસ્ન—ખરીવાત છે, પર સ્રીનો શંગ કરે તે નિશ્ચે દુઃખી થાય, એમાં તો સંદે પણ નહીં, પણ અમે પુછીએ છૈએ જે કોણે પરસ્રીનો શંગ કર્યો ને કોણ દુખી થયા તે કહો જોઇએ.

ઉત્તર—દુખી તો પરસ્રીથી ઘણા થયા છે, પણ હાલ જે મને સાંભળેછે તે ટુંકામાં સાસ્રાધારે કહી સંભળાવુ તે સાંભળો—

श्लोक

॥ लंकेश्वरो जनकजा हरणे नष्टाली ।
तारा पहा रकत याप्यथको चकारख्या ॥
पांचाले काग्रहणतो निघनंजगाम ।
तच्चेतसापी परदार रतिं नकाक्षेत् ॥ २

[1] નર્કમાં. [2] રનિચું જોવું પડે તે. [3] પરસ્રીના સંગથી. † થોડું.

વાળી અને સુગ્રિવ એવે નામે વાંદરા બે ભાઇ હતા, તેમાંથી વાળીએ સુગ્રિવની સ્ત્રી સાથે સંભોગ કર્યો, પછી તેના કેવા હાલ થયા તે સાંભળો—

કવિત મનહર છંદ.

વાંદર વાળી ને સુગ્રિ વાસ વનમાંહી વસે,
સુગ્રિવની નારી,[1] રૂપવારી અતી સારી છે.
શારી રૂપવાન જોહી, વાળી તો રહ્યો છે મોહી,
જાંણે જો ન હોયે કોહી, મુને એતો પ્યારી છે.
સું કરૂં ન ચાલે ઝોર, સુગ્રિવ કુરે છે ઘોર,[2]
દેખે તો કહેસે ચોર, નારી એતો મારી છે.
એની મુંને લાગે બીક, પણ હું કરીશ ઠીક,
વાળીએં એ વાત, ખીમજી કહે વિચારી છે—૨૭
મનમાં વિચાર ધરી, નારી સંગ પ્રીત કરી,
સુગ્રિવનો ઘાટ ઘડી, નારી શંગ રમે છે.
સુગ્રિવ જો કેવા જાય, એતો નારી મારી થાય,
ત્યારે એને ઉઠે લાય,[3] ખુબ ખારે ધીમે[4] છે.
સુગ્રિનું ન ચાલે જોર, વાળી છે હરામખોર,
પારકી નારીના ખેલ, ખુબ એને ગમે છે.
છેવટ થયું છે આમે,[5] ખીમજી કહે છે રામે,
મારીને લગાડયા ઠામે, ઝોજો રંગ રમે છે—૨૮

પ્રસ્ન—ત્યારે તો પર સ્ત્રીમાં ઘણોજ અવગુણ, છેવટ વગર મોતે મરવું પડે.

---

[1]તારા સુગ્રિવની સ્ત્રી હતી. [2]ગર્જના. [3]ક્રોધ. [4]ક્રોધથી મારે [5]આમ અથવા આ રીતે.

ઉત્તર—હાજી, વાળી તો વાંદરો હતો પણ એ સીવાય બીજા મોટા મોટા યોધ્ધા પણ પરસ્ત્રીના શંગે કરીને મહા દુખી થયા છે.

પ્રસ્ન—કોણ કોણ કહો જોઈએ?

ઉત્તર—સાંભળો.

કવિત મનહર છંદ.

શરગનો રાજા ઈંદ્ર, તે ઉડી ગયો છે ચંદ્ર,
પાસે આવિ મનતણી, વાત શહુ કહે છે.
શાંભળો ચંદર તમે, વાત કેયે છિએં અમે,
ગૌતમને ઘરે જવા, મન મારૂં ચહે છે.
ગૌતમ ઘરે જવાય, અહલ્યાનો સંગ થાય,
એવિ વાત કહી તે, ચંદર ચીત્ત લહે છે.
ચંદર કે કરૂં કાજ, સાંભળો તમેં મારાજ,
આપણે ચાલસું આજ, સ્યો રૂષીનો ભય છે—૨૯
એવો મન સંપ કરી, અન્પવેશ બેય ધરી,
ઘરેથી નિસરી કરી, રૂષી ઘરે જાય છે.
રૂષી રૂપે થયો ઈંદ્ર, કુકડો થયો છે ચંદ્ર,
કુકડાની રીતથી તે, રૂષીને જગાવે છે.
શાદ શુંણી જાગ્યા રૂષી, જાંણે જે પ્રભાત વસી,
ત્યાંથી રૂષીજી તો ગંગાજીમાં, નાવા જાય છે.
ખીમજી કહે છે ખરૂં, ગંગા જલ સ્થીર[1] રહ્યું,
તે રૂષીએં જોયાથી, વિચાર મન થાય છે—૩૦

---

[1] કેટલાય માણસો એમ કહેછે જે મધ્ય રાત્રીએ નદીનું જળ સ્થીર રહે છે એટલે ધિમે ધિમે વહે છે.

 રૂષીને વિચાર થયો, ત્યાંથી પાછો ઘેર ગયો,
આંગણામાં ઉભો રહ્યો, મનમાં વિચારે છે.
થંભીને† વિચાર કરી, બે જણ ગયા છે ડરી,
દેખી રૂષી રીશ ચડી તેને પાછા વાળે છે.
હાંકને પ્રબળ[૧] કરી, બે જણ ગયા છે ગરી,
ભુમિસમર[૨] દ્રષ્ટ કરી, પગમાંહી પડેછે.[૩]
ખીમજી કહે છે ભાઇ, રૂષીને ઉઠીછે લાઇ,[૪]
ક્રોધથી કરીને એ, ત્રણે ને શ્રાપ આપે છે—૩૧
રૂષી તો આપે છે શ્રાપ, મનમાં આણીને તાપ,
ઇંદરની જોજો ડાંપ, પછી પસ્તાય છે.
ઈંદર સહસ્ર ભંગ,[૫] ક્ષય[૬] રોગ ચંદ્ર અંગ,
અહલ્યાપતિને શ્રાપે, ઝડ બની જાય છે.
રૂષીનો થયો શિરાપ, કષ્ટ એ પામ્યા છે આપ,
ત્યાંથી તો ઈંદર પર, નારી દેખી ડરે છે.
ખીમજી કહે છે ભાઇ, પરસ્ત્રીમાં શુખ નાંઇ,
છેવટ કમોતે પરનારી શંગ મરે છે—૩૨

ઉત્તર—કેમ ભાઇઓ સાંભલ્યું કે નહીં, પરસ્ત્રીના શંગે કરીને ઈંદ્ર અને ચંદ્ર કેવા દુખી થયા. ઇંદ્રને શહસ્ર છિંદ્ર કાયામાં થયાં તેથી તે મહા કષ્ટ પામ્યો, અને ચંદર ને ગળત કોઢ થયો, પછી ઘણીક આજીજી કરી ત્યારે નિવાર્ણ થયો જે પંદર દીવશ તું ગળત કોઢમાં ગળતો જહીસ અને પંદર દીવસ શારો રહીસ, તેથી શુદ ૧૫ થી

†ઉભી રહીને. [૧]ક્રોધમાંથી અથવા બળમાંથી. [૨]નીચું જોઇને. [૩]હાથ જોડીને માફ માગેછે. [૪]ક્રોધ. [૫]કોઢ. [૬]હજાર છિદ્ર તેની કાયામાં થયાં.

તે વિદ અમાશ શુધિ તે કોઢમાં ગળીને ક્ષય થતો જાય છે એ અદ્યાપી આપના જોવામાં આવે છે.

પ્રસ્ન—આહાહાહા !!! પર સ્ત્રીના પાપમાં ચંદ્રને કેવું મહા સંકષ્ટ સેહેવું પડે છે ?

ઉત્તર—મેહેરબાન ચંદ્ર તો રોગ પામીને જીવ્યો પણ કેટલાયેક તો પર સ્ત્રીના પ્રભાવે કરીને કુળ સહીત નાસ પામ્યા છે.

પ્રસ્ન—કોણ કોણ તે કહો જોઈએ ?

ઉત્તર—સાંભળો, કવિત મનહર છંદ.

વૈરાટ રાજાનો સાળો, કૈ આ કચક થી ભાળો,
તે ઘણો રાજાને વાલો, ઝોજો દુખી થાયછે.
પાંડવ દસવા૧ લીધો, અહીં આવિ વાસ કીધો
કેને ન ઓળખ દીધો, છાની રીતે જાય છે.
ઓળખ જો દેવો પડે, વિંતા દી ફરીથી ગણે,૨
ત્યારે એને કષ્ટ નડે, તેનો મોટો ભય છે.
ભીમજી કહે છે સાચ, ભેળા ભાહી આવી પાંચ,
શરવે એ રાજા પાસે, ચાકરીમાં રહે છે—૩૩
વૈરાટ રાજાની રાણી, મોટી જે માંનેતી જાંણી,
દ્રુપદિજી બોલ્યાં વાણી, મને તમે રાખશો.
રૂપ જોહી બોળી નારી, તું મને લાગેછે પ્યારી,
તુજપર જહું વારી, રહો અહીં માંખસો.

---

૧દસવટો. ૨પાંડવને બાર વરષ છાંનું રેહેવું એવો વનવાસ હતો તે જો પ્રસિધ્ધ થાય તો જે વર્ષ વિતા હોય તે ફરીથી ગણાય.

સાંભળી વચન સહી, પંચાળી[1] એ પાસે રહી,
માતાને પુજે છે જહી, એવું એને નેમ છે.
અંબીકા પુજવા જાય, ત્યારે દીલ રાજી થાય,
તે પછિ અનાજ ખાય, જેના પતિ ભિમ[2] છે—૩૪

કવિત મનહર છંદ.

રોજ એયે રીતે કરે, ત્યાંથી શતિ પાછી ફરે,
વાટમાં નિત્યાંન કેચો, કચકતો નડે છે.
શાંમો આવિ ઇભો રહે, વિષયની વાતો કહે,
તે સતિપત્તિને દહે,[3] ક્રોધ બહુ ચડે છે.
ક્રોધથી ભિમ બરાયો, તેના મંદીરમાં ધાયો,
કેઆકચકને સાયો,[4] પર[5] ત્રુટી પડે છે.
ખીમજી કહે છે ખરી, કેચો જાંણે સંગ કરી,[6]
છેવટ જાય છે મરી, ભિમ શંગ[7] લડે છે—૩૫

ભીમનુ પ્રબળ[8] બળ, જો હોયે વિસેશ દળ,
તોયે જાંણે માત્ર તળ[9] તેને હાથે આવીઓ.
મસ્તકમાં મુઠી મારી, પ્રાંણની થઈ તૈયારી,
ઝાંજો એ કરે છે જારી, કેવા શુખ લાવીઓ.
બીજી મુઠી મારી ભચ, પગ ઘયા પેટવચ,
બ્રીજીમાં સરીર શકુ, ગોળ[10] કરી આપીઉ.
ખીમજી કહે છે જુઓ, કેઓ વ્યભિચારી હુઓ,
છેવટ કમોતે મુઓ, કેવું દુખ વ્યાપીઉં—૩૬

---

[1]દ્રોપત્તિ. [2]ભિમની પત્નિ દ્રોપતી. [3]કહે. [4]પકડયો. [5]ઉપર. [6]સંગકરીશ. [7]સાથે. [8]ઘણું. [9]જરા. [10]દડા જેવું.

ઉત્તર—કેમ ભાઇ કૈચો જાંણે હું દ્રુપતિ ના શંગ કરીને શુખી થઇસ, પણ છેવટ વગર મોતે તેને ભીમે કચરાને માર્યાં, અને વળી શો ભાઇ કૈઆના હતા તેને પણ ભીમે એજ દેસમાં માર્યા, અને વલી એવીજ રીતે રાવણનું કુળ પરસ્ત્રીને માટે કરીને નાસ પામ્યું છે તે સાંભળો.

કવિત મનહર છંદ.

શોનાની લંકાનો ધણી, જેને રીધ્ધિ શિધ્ધિ ઘણી,
મંદાદરી જેની રણી,૧ મહા બળવાન છે.
પુત્ર છે ઇંદરજીત, ભાહી કુંભર પર પ્રીત,
દસ મસ્તક ને વળી, વીશ જેના કાંન છે.
પંનરને પાંચ ભુજ, તેનીતો ઘહી છે શુધ્ધ,
વીભીષણ આપે બુધ્ધ, ત્યારે તો કોપાય છે.
ખીમજી કહે છે શુલ, રાવણને પડી ભુલ,
ઝોજો એનું રાજ મુળ, શમુળું તો જાય છે—૩૭
એને તો આવી કુમતિ, રામની સીતાજી સંતિ,
એકળી વનમાં હતિ, તેને હરી જાય છે.
અંકાર રાવણ સીશ, વરદાંન આપ્યું ઇસ,
ચાૈદ ચોકડીનું રાજ, મારૂં કેહેવાય છે.
સું કરશે મુને રામ, આવે તો મારૂં આ ઠામ,
સીત્તા હું ન આપું મુને, ઇશ્વર સહાય છે.
ખીમજી કહે છે શાહી, રાવણ એ મત્ત રહી,
તે પોતે કેને ન કહી, ઝોજો દુખી થાય છે—૩૮

૧રાણી. ૨કુંભકર્ણ.

રાવણ સિતાજી હરી, તે રામ ખબર પરી,†
તેના પર ક્રોધ કરી, જીંતવાને જાય છે.
વાંદરનું સેન સાથે, હનુંમાન શૌને માથે,१
એવિ રીતે રામને રાવણ યુધ્ધ થાય છે,
છેવટ થયું છે શુલ, રાવણનું કાઢયું મુળ,
લંકા તણું રાજ વિભી, ષણને અપાય છે.
ખીમજીએ ખરૂં કહ્યું, રાવણનું રાજ ગયું,
પર નારી શંગ થકી, એવાં દુખ થાયછે-૩૯

(એજ વિસે મનહર છંદ).

શોનાંની લંકાનો ધાણી, જેને હાથે શેસમાણી,
રામની શિતાજી રાણી,૨ તે હરીને જાય છે,
ખબર થહી છે રામ, શમુદ્ર બાંધિ તમામ,
લંકાને લગાડી ઠામ, રાવણ રોળાય છે.
રાવણને રોળી ચાલ્યા, વ્યભીષણ રાજ આલ્યા,
શીતાજી સહીત રામજી, તો ઘેર જાય છે,
ખીમજી કહે છે [સેઠ] પર નારી મુકો ઠેઠ,૩
પર નારી શંગ થકી, એવા દુખ થાય છે-૪૦

ઉત્તર-જુઓ ભાઇ પરસ્ત્રીના શંગ થકીતો એવાજ ફળ મળે. રાવણ જેવા મોટા યોધા જેનું ચૌદ ચોકડીનું રાજ તો તે પણ પરસ્ત્રી વાસતે ક્ષીણ વારમાં કુટંબ સહીત નાસ પામ્યા, તો આપણે તે સ્યા લેખામાં.

પ્રશ્ન-ખરોખર છે, જેજે વ્યભિચાર કરે છે તેના એવાજ હાલ થાય છે?

†પડી. १ઉપરી. ૨રાંણી. ૩છેક દુર,

ઉત્તરે—વળી એક વૃહદશ્વ કરીને રાજા હતો તે પણ પરસ્ત્રી પર મોહીત થયો તેથી તેનું તેજ વખત ત્યાંજ મોત થયું તે સાંભળો.

કવિત મનહર છંદ.

વસુધા પતિ વૃદશ્વ, અરણ્ય[1] ગયો શિકાર,
ભાળી ભૃગુનિ કુમાર,[2] તર્ત તહીં ચાળીઓ.[3]
મોહીત થયો છે મુંઢ. ગહી વૃદશ્વનિ સુંઢ,[4]
જોરથી[5] જહીને તેણે, હાથ ઝટ ઝાલીઓ,
તર્ત તે ખબર પડી, ભ્રગુને તો રિસ ચડી,
શ્રાપથી કરીને દળ, કુળને સંહારીઓ.
ખીમજી કહે છે આપ, ભ્રગુએ દીધો શિરાપ,
કુટંબ સહીત ધુળ, વૃઠી થકી મારીઓ—૪૧

ઉત્તર—વૃદશ્વ અંધ થઇને પરસ્ત્રી પર પ્રીત કરવા ગયો—એથી હળ કુઠંબ સહીત શ્રાપે કરીને ધુળની વૃષ્ટીથી ડટાઇ મુઓ.

પ્રસ્ન—ઓહોહો ! ! ! પરસ્ત્રી તો મહા દુખ દાય છે.

ઉત્તર—મેહેરબાન, વ્યભિચારી પુર્ષને ક્યાંઇ પણ શુખ નથી—આલો કે વ્યભિચાર કરે, તેથી પકડાય તો રાજા ડંડે, કે કેદ કરે, કે માર મારે એવું દુખ ભોગવે, અને વળી એના પાપે કરીને નર્ક ભોગવવું પડે.

પ્રસ્ન—જાર કર્મ કરવાથી પાપ પણ હશે કે ?

ઉત્તર—હાજી એતો પાપ ઘણું છે શાંભળો.

---

[1]વન. [2]દીકરી. [3]ગયો. [4]બુધ્ધિ અથવા અકળ. [5]બલાત્કારે

श्लोक

॥ परयोनौ पतेतूबिंदु : कोटिपूजां विनश्यति ॥
॥ तिर्थ हानी स्तपाहोन ब्रिह्महत्या पदे पदे ॥ १

॥ परस्त्री तत्पर : प्राणी ॥ ब्रिस्तार्ये हस्व दुयशं ॥
॥ लभतेन्य भवेघोर घना नरकयातना ॥ २
॥ आयुक्षाति विकलता ॥ त्पुपहास्पतांच ॥
॥ निंदार्थ हानिलघुतो न गतिर्न लज्जा ॥ ३

જે પુર્ષ આ જગતમાં અવતરીને પરસ્ત્રી પર પ્રીત રાખે છે, અને તેને શંગે કરીને પરસ્ત્રીની યોનીમાં પુર્ષના વિર્યનું એક બીંદું પડે તો તેથી કરીને તેને ડગળે ડગળે બ્રહ્મ હિત્યાનું પ્રાયશ્ચિત બેશે છે, અને વળી તપ, તીર્થ, વૃત, હોમયજ્ઞાદી જે પુન્ય કર્યું હોય તે વ્યર્થ જાય છે.—૧

પરસ્ત્રી ભોગવનાર પુર્ષને આ લોકમાં દુર્યસ પ્રાપ્ત થાય છે, અને તે ઘોર નર્કમાં પડે છે, તેથી તેનાં દેહને બહુ કષ્ટ ભોગવવું પડે છે.—૨

વળી પરસ્ત્રીના સંગે કરીને આયુનો ક્ષય થાય છે, અને જગતમાં નીંદા થાય છે, અને પોતાના અર્થનિ હાંની થાય, તેમજ છેવટ તેની ગતી પણ થતી નથી. અને વળી શગાં-વાલાંમાં તેની લાજના બટાને લીધે માન પણ મળતું નથી,

પ્રશ્ન—અરરર ! ! ! પરસ્ત્રીના સંગે ડગળે ડગળે બ્રહ્મ હિત્યાનુ પાપ બેસે છે ત્યારે તો ધિક્કાર છે એવા પુર્ષો ને જે આવાં કર્મ કરે છે !

ઉત્તર—મેહેરબાન, પરસ્ત્રીના સંગે જે પાપ બેસે છે, તેના નિવાર્ણ—મહાદેવજી જેવા પણ કરી સકતા નથી, અને સાસ્ત્રમાં કહ્યું છે જે, તામીસ્ત્ર, કુંભીપાપઆદી, ૨૮ નર્કના કુંડ છે, તમાં પાપી જનને નાખીને ઇશ્વર શિક્ષા કરે છે.

પ્રસ્ન—ઓહોહોહો ! ! ! એવું બધું પાપ પરસ્ત્રીના શંગે કરી લાગે છે જે મહાદેવજી પણ નીવાર્ણ કરી શકતા નથી?

ઉત્તર—એક વખત કૈલાસ વિષે માહાદેવ શ્વામિને પાર્વતિજીએ પુછયું કે—હે શ્વામિ કોઇ પુર્ષ પરસ્ત્રીના શંગ કરે તો તેને કેટલું પાપ બેસે તે સંભળાવો.

ત્યારે મહાદેવજી એ પાર્વતિજીને નિચે પ્રમાણે કહ્યુ તે સાંભળો—

ઇંદ્ર વિજય છંદ.

એક શમે કહીલાસ વિષે શતિ, પારવતિએં કહ્યું શિવ સાથે,
પારકી નારીના શંગ થકી કહીં, પાપ હસે કે પુરૂષજ માથે.
શાંભળ તું સતિ પારવતિ કહું, પ્રસ્ન તમે મુજ આગળ પુછયું,
પારકી નારીના સંગથી પાપ તે, સાંભળજો તમ આગળ કહું છું—૪૨

જે જન સંગ કરે પર નારનો. તે પર પાપ અતિસે કહાવે,
હું તું જ આગળ સું કહું વાર્ણવિ, પાર કદી એહનો નહી આવે.
કોઇક બ્રહ્મ હિત્યા કરે પાપને, કોહી કરે ગાય, ગૌચર કેરૂં,
તેમજ કોહી કરે વળી નારીનું૧, એ સહુ પાપ અમે સતિ હેરૂં—૪૩

૧સ્ત્રી હિત્યા.

મેરૂ થકી જે વિસેષ કર્યાં હસે, પાપ વળી કહું વાંદર કેરૂં,
તેનજ પાપ વળી મહંજારી નું, એ સહુ પાપ અમે સતિહેરૂં.
પાપથી પાપ વિસેષજ પાપ જે, તે સહુ પાપ અમે સતિ વેરૂં,†
પારકી નારીના સંગથી પાપ તે, ટાળવાનું નહીં સમૃથ
મેરૂ—૪૪

ખીમજી કે શહુ શજ્જનને, તમે સાંભળજો રે વચન અમારૂં,
પારકી નારીનો સંગ કરો નહીં, સંગ કરેથી થસે નહીં સારૂં.
કારણકે કવીલાસ પતિ કહે, કોઠીક પાપ અમે સહુ બારૂં,
પારકી નારીના શંગથી પાપ તે, ટાળવાનું નહીં સમૃથ
મારૂં—૪૫

પાર્વતિ—ઓહો ગજબ્ર ? આવડું બધું પાપ સ્ત્રીના સંગથી બેસે છે જે તમારાથી પણ નિર્વાહ થાય નહીં?

મહાદેવ—એ પાપ તો સતિ, ગમે તે ઉપાય કરે તોપણ મટતું નથી. તપ, તિર્થ, જપ—યજ્ઞાદી ગમે તેવા ઉપાય કરે તોપણ મટે નહીં ને અંતે નર્કે લઈ જાય.

પાર્વતિ—હા, સ્વામી ખરી વાત છે. નિતી સાસ્ત્રમાં કહ્યું છે તે હું તમારા પાસે કહી સંભળાવું તે સાંભળો—

લલીત છંદ.

નિતિ સાસ્ત્રમાં સાંભળ્યું અમે, કરગરી કહું શ્રવણ ધર તમે,
નિતિ છોડીને કુ નીતિ ચાલે જે, નિશ્ચે નરકમાં જૈ પડેછ તે—૪૬
મેરી મરદનું[1] વચન નહીં શુંણે, કથનર[2] તાતનું પુત્ર નહીં ભણે,
વેદ સાસ્ત્રને નમાને નમુષજે, નિશ્ચે નરકમાં જઇપડેછ તે—૪૭

---

†કાપું. [1]જે સ્ત્રી પુરૂષનું વચન ન માને તે. [2]જે દીકરો બાપનું વચન ન માને તે.

પ્રવિણુ¹ પાપમાં ભિમાન² આપમાં, ભિચારી³ જે હસે ધુડ પાપમાં,
લઘુને⁴ રાજ સોંપી મુકી દે બડે, નિશ્ચે નરકમાં તે
જઈ પડે—૪૮

કથન હું કથું કેટલું પતિ, એ વિષે હજી રહી ગયું અતિ,
ભીમજી કહે સાસ્ત્ર સાંભળ્યું, કુરીતમાં કદી થાય ના ભલું—૪૯

શંકર—ખરી વાત છે સતિ, પણ આજના વખતમાં કોહી એ વિષે સમજતું નથી ને ઉલટેજ માર્ગે ચાલે છે, એથી છેવટ નરકનો વાસ ભોગવે છે.

ઉત્તર—કેમ ભાઇ સાંભળ્યું ? મહાદેવે પાર્વતિજીને કેટલું શંભળાવ્યું જે પરસ્ત્રીથી નરક જવું પડે છે, અને તેનું પાપ કોઇથી મટતું પણ નથી, માટે અમે સરવે મિત્રોને ભળામણ કરીએ છીએ જે, હે ભાઇઓ કોઇપણ પરસ્ત્રીનો શંગ કરશો નહી. જેમ આપણે રસતે ચાલ્યા જતા હોઇએ ને માર્ગમાં શિંગ ચિત્રો કે સર્પ એમાંનું કોયે જાંનવર આપણે મળે તો કેટલો ડર લાગે છે, ને નાસી જવાનો ઉપાય સોધિએ છહીએ, તેમજ પરસ્ત્રી રૂપી રાક્ષસીના જાળના ભયથી પણ એજ રીતે નાસી જવું જોઇએ ?

પ્રસ્ન—ખરી વાત છે, પણ મહાદેવના કેવા પ્રમાણે તો વ્યભીચારમાં ઘણું પાપ છે.

ઉત્તર—મેહેરબાન, જેમ પુન્યમાં વિદ્યા અને અન્ન સમાન બીજું પુન્ય નથી, તેમજ પાપમાં વ્યભીચાર સમાંન બીજું પાપ નથી તે વિષે સાંભળો.

---

¹પાપ કરવામાં પુર્ણ. ²અભીમાન. ³વ્યભિચારી. ⁴રાજા લોકોમાં મોટા કુંવર છતાં નાનાને રાજ્યાભિષેક કરે તો તે નિતીથી ઉલટું કહેવાય.

## છપા.

રૂદ્ર[1] સમો નહી દેવ, વ્યાસ સુક[†] સમ નવ કેયે,
કાળીદાસ કવિરાજ, બ્રહ્મ સમ વર્ણ ન લેયે.
તેનૃપ રામ સમાન, દાંન અન સમ નવ કાવે,
તરૂ વર માંહી તંબોળ, જુઓ જન જુગતે ચાવે.
વળી મેઘ સમું તો જળ નહી, ખરૂં કહે ખીમજી સહી,
(ત્યમ) પર નારીના સંગ સમ, અવર પાપ એકે નહી—૫૦

ગર્વ સમું નહીં દુઃખ, સુખ નહીં નારી સરખું,
નેં કૌસ્તુભ સમરત્ન, પ્રાચીનો પુરૂષેં પરખું.
અાણશઠ તિરથ માંય, ગંગ જળ જુગતે મોટું,
ઉદ્યમ કરો અનેક, જાચવું ત્રાણપે છોટું.
વળી વેદ સમું સાસ્ત્ર નથી કહે ખીમજી કોંકથી,
પર નારીના સંગ શમ, અવર પાપ એકે નથી—૫૧

શુર્ય સમું નહીં તેજ, સેજ નહી કુસ્મોર સરખી,
રંભા સમ નહી નાર, પ્રતાપી પુરૂષે પરખી.
નહી સાકર શમ મીષ્ટ, દિષ્ટ નજરે બહુ રાજા,
રામ શમો નહી કોય, રાખી કુળ ધર્મે માજા.
વળી વિસ્નું સમ પુરૂષજ નથી, કહે ખીમજી કહું કથી,
પર નારીના સંગ સમ, અવર પાપ એકે નથી—૫૨

તરૂવર[3] સમ નહી સહન,[4] દહન[5] નહી અગ્ની સરખું,
વિદ્યા સમ નહી માન, મુર્ખ તો ખરને પરખું.

---

[1]મહા દેવ. [†]સુખ દેવજી. [2]ફુળ. [3]ઝાડ. [4]ક્ષમા. [5]બાળવુ

નેત્ર સમું નહી તેજ, સેજમાં[1] શહુને દખે,
કર્ણ થકી બા સુખ, વચન નરના શા પખે.
વળી અશ્વમેધ સમ યજ્ઞ નહી, ખરૂં કહે ખીમજી સહી,
પર નારીના સંગ સમ, અવર પાપ એકે નહી—૫૩

વળી પણ કહું તે શાંભળો

છપો

છોડાવે જન જેહ, શિસુર પેપાન[2] કરંતાં,
કે વળી કરે કુ કર્મ, અવરનું વિત્ત હરતા.
દે ગોબ્રામણ ગાળ, રૂદયમા ગર્વ ધરંતા,
વચન ન પાળે માત, તાત ગુરૂ નંદ કરંતા.
એ સર્વે પાપ ઘહન ઘણું, કહે ખીમજી કહુ કથી,
પર નારીના સંગ સમ, અવર પાપ એકે નથી—૫૪
કરે શિસુર[3] હીત્યાય, બ્રહ્મ હિત્યાકે ગોનિ,
ચાલે કુડી ચાલ, આગના લોપે સહુની.
ભાંગે સરવર પાળ, દાળ કાપે તર વરની[4]
કરે ધર્મના છેદ, નિંદ કરસે શસીધરની.[5]
એ સર્વે પાપ ઘહન ઘણું, સાસ્ત્ર પ્રમાંણે ભાંખીઉં,
પર નારી સમ ખીમજી, અવર પાપ નહી દાખીઉં—૫૫
બોલે જુઠા બોળ, ભાર બીજાના ભાંગે,
જપે નહી જગદીસ,[6] રીશ રૂદ[7] પરત્રી[8] તાંગે.[9]

---

[1]તલ્પમાં અથવા જલદીમાં. [2]બાળક માને ધાવતું મુકાવે તે. [3]બાળ હીત્યા. [4]ઝાડની. [5]મહાદેવની. [6]પરમેશ્વર. [7]રૂદય. [8]પારકી સ્ત્રી પર નજર રાખે તે. [9]તકે.

પુત્રીનું લે ધન, અન્ન જમતાં કુ વખાંણે,
આપ થકી બળ હીંણ, તે તણો અંતજ આંણે.
એ સર્વે પાપ ઘહન ઘણું, ઇસ્ત્રી હીત્યા અતી ઘણું,
પરનારીથી ખીમજી, અધીક પાપ એથી ભણું-૫૬

છપા.

ભાંગે ગૌચર ગાય, થાય પાઋખર પર પાપી,
અધરમનો ઉચ્ચાર, દારૂ જન પીએ કદાપી.
નૈં કરવાનાં કાંમ, હામ આણી જે કરશે,
અણસમજે જન જેહ, ગર્વ મનમાંહી ધરશે.
એથી પાપ અધિક થસે, કહો કહું કેટલું અમે,
ખરૂં કહેછે ખીમજી વિચારજો સજજશ તમે—૫૭
કરે ભારયા૧ બેય, પ્રથમ પર પ્રેમજ આણે,
કરે દ્વતિયર તિસ્કાર, નથી મારીં એમ જાંણે.
દુખ આપે બહુ પેર, વેર રાખે વેરીથી,
કરૂં એહનો નાસ, ઝેર રાખે ઝેરીથી.૩
એતો પાપ ઘહન ઘણું, પાર ન પામુ હું કદી,
પર નારી સમ ખીમજી, અધીક પાપ એકે નથી=૫૮
કરે નગરમાં રાજ, પ્રજાને પીડા આપે,
નૈ હું શરખો કોય, એમ શમજી સંતાપે.
કરે ધર્મ કે દાન, મૂળ તેનાંને કાપે,
તકે નગરની સ્રીયા, ભરે જીવ્હા બહુ પાપેં.
બળી દુખ આપે ગૌ બ્રહ્મને, તે રાજા નરકે જસે,
પરસ્ત્રી યાથી ખીમજી, તે નર એ રીતે થશે-૫૯

૧સ્રી. ૨બીજીનો. ૩સર્પથી.

પ્રશ્ન—ઓહોહો !!! પરસ્ત્રીનું તો ઘણુંજ પાપછે. આવાં અઘોર પાપ છતાં પણ માંણસો એ કામમાં તાત્પર રહે છે. ધિક્કાર છે એના જીવતરને જે આવું પાપાપછત પણ ડરતા નથી ?

ઉત્તર—અને વળી વ્યભિચાર કરનાર પુર્ષ, આ મૃત્યુ લોકમાં વધારે ટકતા પણ નથી ને તરતજ નાસ પામે છે

પ્રશ્ન—કોણ ટકાતા નથી તે શાંભલાવો ?

ઉત્તર—શાંભળો—

છપા

ટકે ન તડ પર[1] વ્રક્ષ,[2] તરત તે નાસજ પાંમે,
ટકે ન નારી તેહ, થસે મરદને શામે.
ટકે ન રાજા તેહ, પ્રજાને પીડા આપે,
ટકે ન ક્ષત્રી તેહ, શદા ગૌ બ્રહ્મ સંતાપે.
વળી ટકે ન તે નર જગતમાં, વ્યભિચાર વસ થાય છે,
જરૂર કહે છે ખીમજી, જીવ તેહનો જાય છે—૬૦

તરત તેહનું મોત, થસે પાંમ્બર પર પાપી,
તરત તેહનું મોત, જેણે સતિઓ શંતાપી.
તરત તેહનું મોત, વ્યાલ ઘર[3] હાથજ નાખે,
તરત તેહનું મોત, અજાંણી વસ્તુ ચાખે.
વળી તરત મોત છે તેહનું, પર નારી પાછળ ફરે,
કેદા કહે છે ખીમજી, વગર મોત તેતો મરે—૬૧

---

[1]નદિ કીનારે. [2]ઝાડ. [3]સર્પનાં ડરમાં હાથ નાખનાર.

ઉત્તર—વળી રૂપ દેહને લાજ પણ નિચે લખ્યા માણસોની જાય છે તે સાંભળો.

છપા

ગયું તેહનું રૂપ, નાવલો જેના નાંનો,
ગયું તેહનું રૂપ, પતિ પર ઘર રે છાંનો.
ગયું તેહનું રૂપ, કંથ કેફી છે જેને,
ગયું તેહનું રૂપ, પડયો રંડાપો તેને[1]
વળી રૂપ ગયું તે પુરૂષનું પર નારી પાછળ થયો,
ખરૂં કહે છે ખીમજી, અરથ એક પણ નવ સર્યો—૬૨

ઘટે તેહની દેહ, પડી ચિંતા બહુર માથે,
ઘટે તેહની દેહ, રમે પર રામા[†] સાથે.
ઘટે તેહની દેહ, પાપંણી પત્નિ જેની,
ઘટે તેહની દેહ, રોગ પાંમી છે તેની.
વળી ઘટે દેહતો તે તણીં, સદા વિપત્ત સાથે રહે,
પર નારીથી ખીમજી, ખચીત દેહ તેની ખહે—૫૨

ઘટે જગતમા લાજ, શબ્દ જુઠા જે બોળે,
ઘટે જગતમાં લાજ, તોળ જે ઓછું તોળે.
ઘટે જગતમાં લાજ, લહી પાછું નવ આપે,
ઘટે જગતમાં લાજ, પરણી પત્નિ સંતાપે.
વળી લાજ ગટે જન જેહની, શંપ થકી પાછો હટે,
ખરૂં કહે છે ખીમજી, સ્રી યાર[3] થકી ત્રણ તી ઘટે—૬૪

પ્રશ્ન—ખરી વાત, એવા પુર્ષોની લાજ રૂપને દેહ ઘટે તેમાં તો સંદે પણ નહીં.

---

[1] જેને. [2] ઘણી. [†] સ્રી. [3] પરસ્ત્રીથી.

ઉત્તર—વળી નીચે કહેલા પુરૂષો દુખી થાય છે તે સાંભળો.

છપા

દુખી થસે જન જેહ, અતિ અભિમાંની પુરો,
દુખી થસે જન જેહ, કેફ કરવામાં સુરો.
દુખી થસે જન જેહ, પરાયાં ધનને તાકે,
દુખી થસે જન જેહ, ધરમ કરતલને નાકે.†
વળી તે નરતો દુખીઓ થસે, પર નારી પાછળ ફરે,
કદી કહે છે ખીમજી, વગર મોત તેતો મરે—૯૫
ધરે રૂદયમાં રીશ, દુખી જન તેતો થાસે,
જપે નહીં જગદીસ, દુખી જન તેતો થાસે.
કરે પાપથી પ્રીત, દુખી જન તેતો થાસે,
કરે ન રોગુપાય,†† દુખી જન તેતો થાસે.
વળી તે નરતો દુખીઓ થસે, મુરખથી મિત્રી કરે,
પર નારીથી ખીમજી, અધીક દુખી તેતો થસે—૯૬

ઉત્તર—વળી પણ કહું તે શાંભળો—

કવિત મનહાર છંદ.

જે નારીનો શાંગ કરે,૧ છેવટ કમોતેં મરે,
નેં વળી નરકેં પડે, જાર જે કેવાય તે.
જેણેં વ્યભિચાર કીધું, અમૃતર૨ તજી વિષ પીધું,
હાથેથી કાળું મો કીધું, જાર જે કેવાય તે.
પારકી નારી શું ભરે,૩ પ્રભુથી પાપી ન ડરે,
હાથેં કરી ખાડ ખણેં, જાર જો કેવાય તે.

---

†કોઇ પુન્ય કરે તેને ના કહે તે. ††રોગનો ઉપાય ન કરે તે. ૧પરસ્ત્રીનો. ૨અમૃત. ૩શાંગ કરે.

ખીમજી કહે છે ભાઈ, પરસ્ત્રીમાં શુખ નાઈ,
પાસે નહીં જાસો ધાઈ, મહા દુખદાય છે—૬૭

જે જે વ્યભિચાર કરે, છેવટ કમોતે મરે,
પ્રભુથી પાપી ન ડરે, એવા દુખી થાય છે.
કાંનથી સાંભળો વાત, ભિચારને[1] મારો લાત,
જોહુસો સમજુ તો, કવિતા શુખદાય છે.
વિશેષ સું કૈએં અમે, સાંભળો સજ્જત તમે,
પર નારી શંગ જેવિ, અગનીની લાય છે.
ખીમજી કહે છે હીત, એમાં નહી રાખો ચિત્ત,
પાપ શાથે પ્રીત, પર નારી દુખદાય છે—૬૮

નારીનો કરેથી શંગ, કાયાનો થાય છે ભંગ,
છેવટ થાયે અપંગ, કોડ કષ્ટ પામે તે.
એવું જાણી પર હરે, પર નારી દખી ડરે,
આ કવિતા કાંન ધરે, શેજે શુખ પામે તે.
પર નારી એવિ જાણો, કહું તે ઉરમાં આણો,
જો મારો બોલ પ્રમાણો, શરપ સમાંન છે.
રીજે તો રમે ન વળી, ખીજે તો ખરાબી થાય,
ખીમજી કહે છે પર, નારી તો નાદાન છે—૬૯

આ કવિતા કાંન ધરે, તિમરર[2] તનનું ટળે,
નં શરગ શુખ મળે, એવિ આ કવિતા છે.
નારીના ન જાણો ઢંગ, ખડગ સ્વરૂપ અંગ,
તેનો નહી કરો શંગ, એવું કહે ગીતા છે.

---

૧વ્યભિચાર. ૨અંધારૂં.

જારમાં ન હોય શુંઢ, નારી છે નરક કુંઢ,
કરે વ્યભિચાર મુંઢ, પર નારી ચિતા૧ છે.
ખીમજી કહે છે દીઠી, પર નારી મુંઢ મિઠી,
છેવટ મુઆની ચીઠી, નારી નહી હીતા છે—૭૦

કવિત મનહર છંદ.

પર નારી જાંણો એવિ નિસચ્યે નાગણ જેવિ,
ને વળી વાઘણ જેવિ, એથી એ વિશેષ છે.
એમાંહે જે ગુણ રહયો, તે અમે ચિતમાં લહયો,
તે તમારે પાસે કહયો, સુખ નહીં લેસ છે.
અજા પાસે આવે શિંગ, કેસરી પાસેજ કુંજ,
ચંપામાં રહેજો ગુંજ,૨ છેવટ તે મરે છે.
ખીમજી કહે છે ભાઇ, પરસ્ત્રીમાં શુખ નાઇ,
પુરૂષનાં નારી એ પ્રમાણે, પ્રાણ હરે છે—૭૧

પ્રસ્ન—ખરી વાત છે, પરસ્ત્રીમાં એવોજ ગુણ છે?

ઉત્તર—વ્યભિચારી પુર્ષને દુનીઆમાં લોકો નિચ્યે પ્રમાણે ધિક્કાર કરે છે તે શાંભળો

કુંડળીઆ છંદ.

ધિક તેની ચતુરાઇને, ધિક તેની વિદ્યાય,
ધિક તેના ગુણ સર્વ જે, વ્યભિચારી કહેવાય.
વ્યભિચારી કહેવાય, જગતમાં જનમી જે નર,
મરદ ન માંનો તેહ, જાંણ અવનિંમાં તે ખર.

---

૧સ્મસાનની અગ્ની જેવી.    ૨ભમરો.

કહે ખીમજી એમ નક્કી દુખ તેને આવે,
જશે નરકમાં તેહ, નામ વ્યભિચારી કાવે—૭૨

પરોપકાર ગણા કરી, મોટું પામે માન,
પણ જો જાર કરમ કરે, નકી ઠરે નાદાન.
નકી ઠરે નાદાન, જાંન વળી તેની જાસે,
પર નારીને કાજ, જગતમાં ફેઠ ફેઠ થાસે.
કહે ખીમજી એમ, છુટકો ફેઠ ફેઠ થીને,
નિશ્ચે નરકની વાસ, ગયા પર નારીથી કે—૭૩

જાર મનુષ્યના જસ વિષે, ઉઠે મોટી આગ,
કુંધિ બુધિધ ઉપજે, ભુંડાં તેનાં ભાગ.
ભુંડાં તેનાં ભાગ, પુન્ય તેનું પરવાર્યું,
જશે નરકમાં લાજ, કર્મ વ્યભિચારી ધાર્યું.
કહે ખીમજી એમ, લાજને લક્ષ્મી જાસે,
નિશ્ચેં નરકનિ વાસ, જાર જગમાં કેવાસે—૭૪

તેવા જનનો સૌ તજે, વિશ્વ વિષે વિખ્યાત,
નિશ્ચેં અંતે નરકમાં, વસે જહીને વાસ.
વસે જહીને વાસ, સાસ્ત્ર સૌ એમ ભણે છે,
કાગ વ્યાલ વળી દુત, પ્રાંણીને તે કરડે છે.
કહે ખીમજી અરે, તમેં એનો ભય આંણી,
દીલમાં ડરી તમાંમ, તજો પર નારી પ્રાંણી—૭૫

સૌ પામે ધિક્કાર તે, જાર મનુષની જાત,
હોતર હોજો વાંઝણી, શદ ભાંખી કૌં વાત.
શદ ભાંખી કહું વાત, જારમાં ખાપલ જાવે,
કરે ન કો વિશ્વાસ, કદીક તે સિશ ગમાવે.

કહે ખીમજી એમ, અમે કો કેટલું કૈએ,
જાર કર્મનું પાપ, તેહનો પાર ન લૈએ—૭૬

નિર્લજ લુચ્ચો ચોર ઠગ, નિચ કામ કરનાર,
પામે પદવિ એટલી, જે જન જગમાં જાર.
જે જન જગમાં જાર, નિચ પદવિને પામે,
વધે જગતમાં વેર, ઝેર વળી તે પરજાંમે.
કહે ખીમજી એમ, કદીક તે મારજ ખાવે,
પર નારીનો શંગ, તેતણાં ફળ એ ચાવે—૭૭

નાક કપાયું તે ફરી, તેવું બને ન તાત,
દાગ જાય નહી જારીનો, પડી પટોળે ભાત.
પડી પટોળે ભાત, કહો તે કેમ મટાસે,
ધર્મ તિર્થ તપદાન, કર્યું તે એળે જાસે.
કહે ખીમજી અરે, બધાંનુ મિંડુ વાળી,
ધિક પડયો અવતાર, થયો જન જે વ્યભિચારી—૭૮

જાર મનુષ્યનું જીવવું, ધુળધાંણી કહેવાય,
તે કરતાં તેતો ભલું, જો તન છુટી જાય.
જો તન છુટી જાય, કસી ચિંત્તા નહિ તેની
કલંક ન આવે કોય, સરગ પામે દ તેની.
કહે ખીગજી એમ, અલ્પ આયુશ એ સારી,
વરશ શૈકનિ૧ વ્યર્થ, જેહની દેહ વ્યભિચારી—૭૯

ઉત્તમ જનતો એહની, શોબતથી શરમાય,
કોય કદી પણ તેહને, ગાલે નૈં ગરમાંય,

---

૧શો વરશની.

ગાજે નેં ગરમાંય, વળી વિશ્વાસ ન આણે,
વ્યભિચાર કરનાર, કદી પણ માન ન પામે.
કહે ખીમજી એમ, મુઓ નર એથી શારો,
માન વિન્યાનું મોત, શાસ્ત્રનો એ છે ધારો-૮૦

વ્યર્થ ગણી જે વિશ્વમાં, એવાનો અવતાર,
મુવા પછી પણ મુલકમાં, અપજશ રહે અપાર.
અપજસ રહે અપાર, એથી તે નરકજ પામે,
ઘટે લાજ ધન દેહ, પ્રિત કરવાથી ચાંમે.[1]
કહે ખીમજી એમ, અમે કો કેટલું કૈએ,
રખે[2] લગાડો રીશ, હીત ઇચ્છુ તમ છૈએ-૮૧

નરતન ગીનો ગારળો, અબળા અગ્ની જાળ,
અતિ શંગતે ઓગળે, એજ અસલનો ઢાળ.
એજ અસલનો ઢાળ, દાગથી શરીર ગળે છે,
અંતે દુખી અપાર, ક્ષીણ† ઘડી શુખ મળે છે.
કહે ખીમજી એમ, ક્ષિમતર શુખ કેરે કાજે,
પર નારીને શંગ, નકિક ભવનું શુખ ભાજે-૮૨

ઉત્તર—વળી પણ વ્યભિચારીને કહું તે સાંભળો.

કવિત મનહર છંદ.

અરે અપરાધી ખાધી મુરખ તેં મોટી ભુળ,
તેથી કરી કુળ વિષે, લંછન લગાડીઉં.
લંછન લાગું તે કોઇ કાળે ટળવાનું નથી,
કુછ્ટ તેં અમુલ્ય દેહ, તેને તો બગાડીઊં.

---

[1]વ્યભિચારમાંળીત. †જરા વાર. [2]થોડું.

કીધું તેં તો કુડુ કામ, લજાવ્યું પેઢીનું નામ,
તુને તારી માએં જણ્યો, પાણો ન ફગાવિઊં.
ખીમજી કહે છે અરે, પર નારી શારૂ મરે,
તું જાંણે છે શુખ પણ, દુખ તેં જગાડીઊં—૮૩
અફીણુ ખાઇને પછે, ડુંગો ખાતાં મિઠો લાગે,
ચઢે છે કપાળ ત્યારે, મોત જેવું થાય છે.
તેમ પર નારી શંગ, મનમાં ધરી ઉમંગ,
રમે રામા સાથે રંગ, એવા દુખી થાય છે.
રંગમાં રમે છે જ્યારે, આનંદ વધે છે ત્યારે,
શંગ કરી રહે ત્યારે, કાળું મોડું થાય છે.
કારણ પુરૂષ તેજ, તે નારીમાં ગયું સેજ,
ખીમજી કહે છે પછી, ફોગટ ફુલાય છે—૮૪

પ્રસ્ન—આહોહો ! ! પરસ્ત્રીનો શંગ કરેથી—ધન—તન, અને લજજાં તો જાય, વળી કાળું મોઢું પણ થાય કે ?

ઉત્તર—ભાઇઓ, જેમ દીપકમાંથી દીવેલ બળી જાય છે તો તર્તજ અંધારૂં થાય છે, તેમજ વિર્ય રૂપી દીવેલ પુર્ષમાં રહ્યું છે તે જો પરસ્ત્રી પાસે તણાઇ જાય છે તો તરતજ તે પુર્ષનું મો જાંખું પડી જાય છે તે વિષે સાંભળો—

## વિર્ય વિષે.

### કવિત મનહર છંદ.

દીપકનું તેજ ગયું, તારે તો અંધારૂં થયું,
તેમ પુરૂષમાં તેજ, વિરયનું રહ્યું છે.

પર નારી શંગ કરે, અરથ એકે ન સરે,
ફોકટ તે તેજ હરે, સારતરમાં કહ્યું છે.
પોતાનું કલ્યાણ રરો, દુખીઓ સંસાર તરો,
પર નારી મુકી પ્રભુ, ભજન સંભાળીએ.
ખીમજી કહે છે એમ, સાસ્ત્રમાં કહ્યું જેમ,
પર નારી શંગ થકી, નરક નિહાળીએ—૮૫

દોહેરા.

મનુષ્ય દેહ મહીમા ગણો, રત્ન સમુ કહેવાય,
મુખ્ય રત્ન તો વિર્ય છે, તેથી દે સોભાય–૮૬
અમુલખ[1] એ વિર્ય છે, તેને રાખો પાસ,
પરઠો છો પર નારીને, એમાં સ્યો ઉલ્લાસ–૮૭
વિર્ય થકી પેદા થસે, રત્ન અમુલખ જાંણ,
માટે વિર્ય ન આપીએ, મનુષ દેહનુ પ્રાંણ–૮૮
મનુષ સોભે વિર્યથી, ચળકે તારે ચંદ,
વિર્ય નહી જે વિરમાં, મતી તેહની મંદ–૮૯
નવાંણ સોભે નિરથી, મંદીર દીપક સાર,
વિર્ય વડે ઓપે મનુષ, કોધું વારંવાર—૯૦
તારે સોભે ચંદ્રમા, ગગન સોભે રવિરાય,
તેમ મનુષ મુખ ઓપતું, જેમાં વિર્ય સમાય–૯૧
ઇસ્ત્રી ઉર મુકતા તણો, સોભે હાર અપાર,
તેમ મનુષ મુખ ઓપતું, વિર્ય પ્રતાપે સાર–૯૨

---

૧અમુલખ એટલે મુલ વગરનું.

શોળ કરે સાણગાર વળી, કું કુમ બિંદી ભાળ,
નયણે અંજન નારને, સોભે અપરંપાર—૯૩

વસ્ત્ર ધરે નવ રંગને, ચાલે હંસા ચાલ,
એથી અધિક ઓપે પુરૂષ, વિર્ય પ્રતાપેં સાર—૯૪

ચંદ્ર શુર્ય ચળકી રહ્યા, વિસ્નું ને શિવરાય,
સોને ભાળેં વિર્ય છે, તેથી તે સોભાય—૯૫

એથી હું તમને કહું, વિર્ય પુર્ષમાં મુખ્ય[1],
જેના દેહમાં વિર્ય નૈ, તેને મોટું દુખ—૯૬

વિર્ય વિનાનો માંનવિ, નપુસંક કહેવાય,
એહ અમુલખ વિર્ય તે, સાથે રહે સદાય—૯૭

વિર્ય વિના ઓપે નહી, નરમાં તે નૈ હોય,
બોલ્યું કોય માંને નહી, માન ન આપે કોય—૯૮

અહો શજજન અનુભવ કરી, વિચારજો શો ચિત્ત,
જે નરમાં નહી વિર્ય તો, તેના દેહમાં પિત્ત—૯૯

વિર્ય વિનાનો આદમિ, વપુક્ષીણ કહેવાય,
વિર્ય વિના જન જે હસે, તેનું કુળ લજજાય—૧૦૦

એહ અમુલખ વિર્ય છે, તેને રાખો પાસ,
કાં પરઠો પર નારીને, આપે થાસો નાસ—૧૦૧

પર નારીને આપતાં, વિર્ય રત્ન અમુલ્ય,
ધન તન લજજા જાયને, તે નર ખરને તુલ્ય=૧૦૨

---

[1] મુખ્ય.

વિર્ય આપે પર નારીને, તે તો નર્કે જાય,
કહે ખીમજી સાંભળો, કવચિત૧ રોગ વળી થાય—૧૦૩

પ્રસ્ન—ખરી વાત છે, માણસમાં વિર્ય નથી હોતું તો તેને કોય માન પણ આપે નહિં, ને હીજડો કહેવાય છે?

ઉત્તર—જે માણસ સમજે છે તેને તો એટલુંજ છે, પણ આ અમે જે કહ્યું તે વગર શમજુને સમજણ આવવા વાસ્તે કહ્યું છે? અને વળી આ દુનીઆમાં અવતરીને જે માણસ શારાં કામ કરે તો તેનું નામ અમર રહે છે, ને જુઠે માર્ગે ચાલનાર નર્કે જાય છે.

પ્રસ્ન—નામ કેનું રહે તે કહો?

ઉત્તર—સાંભળો—

છપા.

રહ્યું તેહનું નામ, કર્યું સુભ કારજ જેણે,
રહ્યું તેહનું નામ, શંભુને સમર્યા જેણે.
રહ્યું તેહનું નામ, ગરીબનિ વારે ચડીઆ,
રહ્યું તેહનું નામ, કુ શંગ કોનો નવ કરીઆ.
વળી નામ રહે આ જગતમાં, માતપિતા સેવા કરે,
અધિક નામ કહે ખીમજી, પર રામા માતા ગણે—૧૦૪

---

૧કયારેક.

રાજા કાઢે નામ, પ્રજા જો શુખને પામે,
પરજા કાઢે નામ, દામ ખરચે સુભ કામે.
નારી કાઢે નામ, સિળ વૃત સૌથી પાળે,
ક્ષત્રી કાઢે નામ, બોલ બોલ્યું તે પાળે.
વળી વણીક નામ વેપારમાં, કહે ખીમજી કહું કથી,
તજે શંગ પર નારનો, અધીક નામ એથી નથી–૧૦૫

ઉત્તર—કેમ ભાઇ સાંભળ્યું કે, ઉપર કહ્યા લક્ષણ જે માણસમાં હોય તો તેનું નામ આ અવનિમાં અમર રહે છે, અને તેનું જીવતર પણ સફળ ગણાય છે.

---

## ગ્રંથ કરવાની હકીકત તથા વ્યભિચારીને ભળામણ.

### દોહેરા.

આ પુસ્તક મેં આદર્યું, તે અંબા પરતાપ,
વળી શિવ બ્રહ્મા વિસ્નુને, ગણપત કેરૂં કાજ–૧૦૬

તેહતણા પરતાપથી, અમેં ઓચર્યા ભાઇ,
ભુલ ચુક શુધ કે અશુધ, હું નવ જાણું કાંઇ–૧૦૭

મુજ મતિ મંદ અતિ ગણી, તેથી તે સું થાય,
તો પણ આ પુસ્તક કર્યું, મત આપી મોમાય—૧૦૮

પિંગળ પાઠ પઢયો નથી, નથી ગુરૂ લઘુનું જ્ઞાન,
તો પણ આ કવિતા કરી, માગું છું હું માન—૧૦૯

એક સમે મુજ મન વિષે, એમ થયો વિચાર,
કોઇક હું કવિતા કરૂં, તેનો શો લે સાર—૧૧૦

મ વિચારી મન વિષે, વ્યભિચાર અટકાવ,
ત બાબત કવિતા કરી, આણી મનમાં ભાવ—૧૧૧

સાંભળજો સજ્જન તમે, કહું છું તમને વાત,
વ્યભિચાર કરશો નહીં, એને મારો લાત—૧૧૨

શ્રષ્ટિમાં જે સર્જિને, ચાલે કુડી ચાલ,
ઇસ કહે ઉમયાજીને, તેના ભુંડા હાલ—૧૧૩

પર રામા પર ધન અને, પર જમીનમાં પ્રીત,
તે નર નિશ્ચે નરકમાં, રહે અખંડ વનિસ—૧૧૪

શુણો સજન સૌ વિશ્વના, કહું છું વારંવાર,
વ્યભિચાર કરસો નહિ, છે નૈ એમાં સાર—૧૧૫

વ્યભિચાર કરનાર જન, અંતે દુખીઓ થાય,
લાજ ઘટે આ લોકમાં, ધન તન લજ્જા જાય—૧૧૬

ઙુ પુન્ય પરવારીઉં, સાત પેડીનું સાર,
તેનાં કુળમાં અવતરે, વ્યભિચાર અવતાર—૧૧૭

કપુત અલતર્યો કુળ વિષે, ખોયું પેડીનું નામ,
એથી નિર્વંસી સુખી એવાનું સું કામ—૧૧૮

વિશ્વ વિષે જે જારમાં, ગણસે જેને લોક,
ધર્યો દેહ મનુષ્ય પણ, તે તો સર્વે ફોક—૧૧૯

જગપતિ કહે જગમાતને, સાંભળનારી સોય,
વિશ્વ વિષે જન અવતારી, જે વ્યભિચારી હોય—૧૨૦
તેનો ત્રન ભુવન વિષે, ક્યાં ન છુટકો હોય,
રોમરોમ નરકે પડે, છોડાવે નહી કોય—૧૨૧
નામ લિએ વ્યભિચારીનું, તે પણ નર્કે જાય,
માટે સંગત ક્યમ કરો, નામેથી દુખી થાય—૧૨૨
અરે અભાગી આદમિ, સાંભળજો મુજ વાણ,
વ્યભિચારીની સંગતે, પળકે ઓસો પ્રાણ—૧૨૩
હીંદુ કેરા ધર્મના, કહે અઢાર પુરાણ,
સંગ કરે વ્યભિચારીનો, નર્કે રેસે પ્રાંણ—૧૨૪
એથી હું તમને કહું, રીશ તાણી નહી રીત,
કહે ખીમજી કર્ગરી, પાપે કેવિ પ્રીત—૧૨૫
જુવાન જન સૌ વાંચીને, ખેદ ન કરસો કોય,
કહે ખીમજી સાંભળો, મુજપર દોષ ન હોય—૧૨૬
આ પુસ્તક પુરૂં થયું, મહેર કરી મહારાજ,
બન્તિ મદદ મુજને મળે, (તો) કરૂં સવાયું કાજ—૧૨
સવંત તે ઓગણીસ સૌ, ને સાણત્રીસા સાલ,
કાર્તિ માસ વિદ પંચમિ, સરશ શોમનો વાર
તે દિન આ પુસ્તક થયું, પુર્ણ સુણો સૌ મિત્ર,
કહે ખીમજી વર્ણવ્યો, છે વ્યભિચાર ચરીત્ર—૧૨૯

સંપુર્ણ.

## આ ચોપડીઓ નિચે લખેલે ઠેકાણેથી મળશે

| | | |
|---|---|---|
| | રૂ. | |
| વીરસિંહ ચંદ્રિકાનાં ગાયનો ... ... ... | ૦ | |
| સીતાહરણ નાટકમાંના ગાયનો ... ... | | |
| ઓખાહરણનો ગાયણરૂપી ઓપેરા ... | | |
| કામસેન અને રસીકા નાટકમાંના ગાયનો .. | | |
| રૂકમીણીહરણનો ઓપેરા ... ... ... | | |
| વીરમતી નાટકનાં ગાયનો ... ... .. | | |
| સદેવંત સાવલીંગાનો ઓપેરા ... ... | | |
| મદાલસાનો ઓપેરા .. ... ... ... | ૦ | ૧ |
| શીરીન ફરહાદનો ઓપેરા ... . ... | ૦ | ૪ |
| કામસેન રસિકા નાટક... ... ... ... | ૦ | ૮ |
| મૃચ્છકટિક નાટક (છપાય છે) ... ... ... | ૦ | |
| સીતાહરણ નાટક (છપાય છે) ... ... ... | ૧ | |

**કાલકાદેવી**—ઇશ્વરદાસ લાઇબ્રેરીમાંથી.

**મામાદેવી**—પંડિત જેષ્ટારામ મુકુંદજીની દુકાનેથી.

**ગણેશવાડીને નાકે**—બાળકૃષ્ણ લક્ષ્મણ બુકસેલર

**ભાવનગરમાં**—શા. પાનાચંદ તેજા બુકસેલરની

દેશાવરથી વેચવા માટે મંગાવનારને પોણેભાવે

દામોદર ર

ચીનાઇ અને હીંદુસ્થાની ચા

કાલકાદેવીને રસ્તે મહાજનવાડી પા